# ખરનો નર અથવા નરનો ખર.

નાટક (ફાર્સ) ચતુરાંકી.

રચનાર

હાથીરામ પુરૂષોત્તમ મેહેતા.
અબડાસા ઓવરસિયર કચ્છ ઈજનેર ખાતું.

દોહરો.

ખરનો નર થાએ નહીં, પણ નરનો ખર માન;
લંપટ લુચ્ચો લાંચિયો, આળસુ ને અજ્ઞાન. ૧

અર્થ—ગધેડાનો (માંથી) માણસ તો થવાનોજ નથી, પરંતુ જે માણસ વ્યભિચારી, લુચ્ચો લાંચખોર, આળસુ અને મૂર્ખ અથવા કાંઈ પણ જ્ઞાન વિનાનો છે. તેને ગધેડો અથવા ગધેડા જેવો સમજવો.

अमदावाद.
યુ. પ્રિ. અને જ. એ. કં. 'લિમિટેડ'ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યું.
સંવત ૧૯૪૧ સને ૧૮૮૫



કીમત ૭ આના. રૂપીઆના.

# પ્રસ્તાવના.

—⁂—

કચ્છ માંડવી પ્રગણે જ્યારે હું વહિવટદાર ખાતામાં સરવેઅર હતો, ત્યારે કામ પ્રસંગે મારે એ પ્રગણાંમાં ગઢસીસા કરીને ગામ છે ત્યાં જવાનું થયું. તે ગામમાં એક વખત અમો કેટલાક જણ બેઠા હતા. ત્યારે એક જણે આ ફાર્સને કાંઈ અનુસરે એવી હાસ્ય જનક વાત કરી; અને તે પરથી આ વાત જો નાટક (ફાર્સ) આકારે બ્હાર પાડવામાં આવે, તો વાંચનારને અને સાંભળનારને એક હાસ્ય અને સુબોધ આપનારી થઈ પડે, એમ ધારી મેં તે વાતને અનુસરતું નાટક (ફાર્સ) રચી કહાડ્યું, તે આ પ્રસંગે વાંચનારી આલમની નજરે રજુ કરૂંછું.

નાટકરૂપે પુસ્તકો રચવાં એ વાત ખરેખર મારા જેવા અલ્પજ્ઞાની મનુષ્યને વાસ્તે કઠણ છે, તો પણ એ પ્રસંગે જો હું બ્હાર પાડીશ તો સુજ્ઞ નાટકકારો અને વિદ્વાનો તરફથી અમુલ્ય સૂચનાઓ મળશે, અને એમ થવાથી મારી શક્તી સુધરી, તેમાં વધારો થશે, એમ ધારી મેં આ પુસ્તક પ્રથમ પ્રયત્ન તરીકે બ્હાર પાડ્યું છે; પછી તે પ્રયત્ન સફળ થયો છે કે કેમ, એ હું સુજ્ઞ વાંચનારની વિનય દષ્ટીપર રાખું છું.

આ નાટકમાં બતાવેલા દષ્ટાંત પ્રમાણેજ દુષ્કૃત કરનાર

સખસ સપડાય છે એમ કહેવાનો મારો હેતુ નથી. અને તેમ થવા સંભવ પણ થોડો છે. પણ દુષ્કૃત કરનાર મનુષ્યની પોતાનો સ્વાર્થ પાર પાડવામાં ચક્ષુઅંધ સમ થઈ જાય છે, અને તેથી તે કોઈ પણ પ્રકારે કુદરતી રીતે ઠોકર ખાએ છે, એમ હું સાધારણ બુદ્ધીથી ધારૂંછું: માટે તેવા કૃત્યોથી દુર રહેવું, એ આ મારા રચેલા પુસ્તકનો ઉદ્દેશ છે. તો તે ઉદ્દેશપર નજરે મારાથી રહેલી સર્વ ખામીઓપર વિચાર ન કરતાં સુજ્ઞ વાંચનાર સાર માત્ર ગૃહણ કરશે, એમ હું આશા રાખુંછું.

આ પુસ્તકને આશ્રય આપનારનો, અને તેમાં રહેલી ખાંપણો મને અમુલ્ય સૂચનાઓની સાથે દર્શાવનારનો હું ખરાં દિલથી આભાર માનીશ. કચ્છી ભાષાનાં વાક્યોનો ગુજરાતી અર્થ તે સાથેજ દાખલ કર્યોછે જેથી તે ભાષા ન જાણનારને સુલભ પડે છે.

| | |
|---|---|
| મુકામ બિદા તાલુકે. કચ્છ અંજાર. ભાદ્રવા સુદ ૮ ગુરવા. સં. ૧૯૪૧ | લી. કચ્છભુજ નગરના રહિશ-નાગર વડનગરા. હાથીરામ પુરશોતમ મેહેતા. રચનાર. |



# ખરનો નર અથવા નરનો ખર.

(ફાર્સ ચતુરાંકી.)

**પાત્રો.**

| | |
|---|---|
| અમથારામ | ન્યાયાધીશ. |
| સર્પશંકર. | સ્કુલમાસ્તર. |
| લમાડદાસ | લાંચ આપનાર દલાલ. |
| જગમોહનરાય.<br>નવનિધરાય.<br>રૂપશંકર.<br>અંબાલાલ. | નાગરિકો. |
| અલારખ્યો | કુંભાર. |
| ગમારદાસ | ન્યાયાધિશનો શિરસ્તેદાર. |
| સભાઈ. | અલારખ્યા કુંભારની સ્ત્રી. |
| અજીતસિંહ | રાજા. |
| ઉજ્જવલલાલ | દીવાન. |
| ગવરીશંકર.<br>કૃપાશંકર. | પક્ષકારો-ફરિયાદીઓ. |
| શેરખાં.<br>પાશેરખાં. | રાજાના સિપાઇઓ. |
| લંપટકુમારી. | ગણિકા-વેશ્યા. |
| સૂત્રધાર | નાટક ભજવી બતાવનાર. |



### દોહરો.

ખરનો નર થાએ નહીં, પણ નરનો ખર માન;
લંપટ લુચ્ચો લાંચિયો, આળસુ ને અજ્ઞાન. ૧

સૂત્રધાર—સુજ્ઞ સદ્‌ગૃહસ્થો આજે જે ખેલ ભજવી બતાવવાનો છે તે ખેલનું નામ "ખરનો નર અથવા નરનો ખર" એવું છે. આ નામ દરેક મનુષ્યના મનને વિષમતા પમાડનારૂં થઈ પડે, અને તેથી કરીને તેના મનમાં એવા અંકુર ઉત્પન થાય કે આ નામનો અર્થ કોણ જાણે ક્યાં લાગુ કરવામાં આવશે, આવી રાતે છે પરંતુ એ નામને નીચેનો એક

### દોહરો.

ખરનો નર થાયે નહી, પણ નરનો ખર માન;
લંપટ લુચ્ચો લાંચીઓ. આળસુ ને અજ્ઞાન. ૧

અર્થ—"ગધેડામાંથી માણસનો થવાનોજ નથી, પરંતુ જે માણસ વ્યભિચારી, પાજી, લાંચખોર, આળસુ અને મૂર્ખ છે તેને ગધેડો જાણવો." આવા અર્થનો દોહરો આ નામનો ગુપ્ત ભેદ કેટલેક દરજ્જે ખુલ્લો કરી આપેછે માટે આ નામને અને આ દોહરાને લાગુ પડે એવી એક દંતકથા નાટક (ફાર્સ) આકારે પ્રત્યક્ષ ભજવી બતાવવા ધારૂંછું; તે પર આપ સાહેબો પૂરતું લક્ષ આપી સાર માત્ર ગ્રહણ કરશો અને સાથે એટલું પણ ધ્યાનમાં રાખશોકે ઉપરના ગુણના સખ્સોનું અતિ ખરાબ પરિણામ થાયછે માટે જેમ બને તેમ આ દુર્ગુણોથી દુર રહી સન્માર્ગે ચાલવાનો માહાવરો રાખવો એ બેહેતર છે.

# ખરનો નર અથવા નરનો ખર.

## अंक १ लो.

### प्रवेश १ लो.

पात्र—अमथाराम, सूर्यशंकर.

સ્થળ—અમથારામનું ઘર.

અમથારામ—માસ્તરસાહેબ ન્યાયના કામની ખુબી ઓરજ છે.

સૂર્યશંકર—હા, પણ ઊંડા ઉતરી બરાબર ઈનસાફ આપીએ તો.

અમથારામ—ભાઈ વાત શું કરોછો! ઊંડા ન ઉતરો તોપણ જેટલો એપ ન્યાયનું કામ મેલે તેટલો બીજું કામ મેલે નહીં.

સૂર્યશંકર—એપ તે શું વારૂ ?

અમથારામ—એટલા હજુ સ્કુલમાસ્તર. એપ એટલે એમકે ન્યાયનાં કામમાં બીજો ફાયદો ઘણો. જરૂર થોડો પગાર હોય તોપણ માણસ સુખે વરતે.

સૂર્યશંકર—વારૂ, એમ કેમ ? થોડો પગાર હોય તો પેટમાં પણ પૂરૂં કેમ થાય ? શું ન્યાયનું કામ કર્યું, તેથી રૂપીઆ મ્હોટો થાય ? મને પણ ૧૦૦ એકસો રૂપીઆ મળે છે અને તમને પણ તેટલાજ મળેછે. ત્યારે શું, તમારા એકસો રૂપીઆના ૩૨૦૦

આના અને મારા એકસો રૂપીઆના ૧૬૦૦ આના? પણ ના! એમતો થાય નહી. ગમે ત્યાં હો પણ જ્યાં સારો દરમાયો હોય ત્યાં સુખી, અને ઓછો દરમાયો હોય ત્યાં દુખી.

**અમથારામ**—વારૂ તમારી પાસે વાત કરવાથી પણ શું સ્વાદ, કે આવો સવાલ કહાડો છો? જો ન્યાયનું કામ હાથમાં હોય તો લોકો વાયાંગો આપે. મને રૂપીઆ ૧૦૦ પગાર મળે છે, પણ બીજા રૂપીઆ ૫૦૦ માસ ૧ ના પરવડે છે, અને એમ આગળ પાછળ મળી રૂપીઆ ૬૦૦ માસ ૧ ના સરાસર પરવડે છે.

**સૂર્યશંકર**—એતો અચંબાની વાત! એમ કેમ થાય? ૧૦૦ રૂપીઆના ૬૦૦ રૂપીઆ પરવડે, એમતે બને કેમ? જ્યારે આપણે નોકર રહ્યા, ત્યારે પછી આપણે નસીબતો વેચ્યું, તો વધારે ક્યાંથી મળે?

**અમથારામ**—ભાઈસાહેબ રાજ્ય તરફથી તો જે મળતું હોય તેજ મળે, પણ બીજુ વસ્તીમાંથી મળે. લોકોનું કામ કરીએ તેમાં એકની તરફ મીઠી નજર રાખીએ, બીજાની તરફ કરડી નજર રાખીએ, એકને અપાવી દેઇએ, બીજાનું ખોઇ દેઇએ, એમ તોડ ફોડ કરીએ અને તેઓ પાસેથી ખુબ મેળવીને મોજ કરીએ.

**સૂર્યશંકર**—અરે એતો લાંચ કહેવાય! એ કાંઈ ન્યાયનું કામ નથી એ કરવું એતો ખરેખર અન્યાય છે; એમ હોયતો તમે ન્યાયના

આસનને લાયક પણ ન કહેવાઓ. એવા જો અમલદારો હોય, તો તો બધું ધૂળધાણી વળીજાય.

**અમથારામ**—ત્યારે તેમાં આપણું શું જાય? આપણું તો કામ થાય. કહેવત છે કે "વર મરો કન્યા મરો ગોરનું તરભાણું ભરો" સમજ્યા સાહેબ?

**સૂર્યશંકર**—જી હાબા. બરાબર સમજ્યો. પણ હું તમને સલાહ આપું છું કે આમાંથી અંતે પરિણામ ખરાબ, માટે એમ કરવાથી દૂર રહી, પોતાને જે ચોખ્ખો પગાર મળે તે પર સબૂર રાખી, નિષ્પક્ષપાતપણે વર્તવું જોઇએ.

**અમથારામ**—હવે ત્યારે તમે કહોછો તેમ વર્તશું. (મનમાં) એતો સાળો ગેલસફો છે. એ વાતમાં એ શું જાણે? શું કાંઇ છોકરા ભણાવવા છે? (મ્હોટેથી) હવે ત્યારે ચાલશું ફરવા?

**સૂર્યશંકર**—ચાલોને (બંને જાયછે)



# प्रवेश २ जो.

## पात्र अमथाराथ, लबाडदास पछीथी सूर्यशंकर.

### સ્થળ—અમથારામનું ઘર.

**અમથારામ**—કેમ લબાડદાસ હમણાં તો ઘણે દિવસે દેખાયા? હમણાં કોઈ શિકાર કેમ મળતો નથી.?

**લબાડદાસ**—સાહેબ હમણાં એવો કોઈ જીવડો હાથમાં આવ્યો નહતો. હાલે વળી એક જીવડો આજેજ આવ્યો છે. તે

બધાનું સારું વાળે એમ છે. પણ જો બની શકે તો.

**અમથારામ**—બની શકે એટલે ! બનવાનું વળી બંદાને પૂછવું હોય? ખોટાના સાચા અને સાચાના ખોટા કરવા એતો અમારૂં કામ છે, તો બને શું નહી ! વાતતો કરો, છે શું? અને શ્રી-કાર આંગળ (એક હજાર રૂપીઆ) ખાંડ મુકે એમ છે કે ?

**લબાડદાસ**—આંગળ શું એતો એક કોડી બરાબર. (બે હજારરૂપીયા)

**અમથારામ**—હેં હેં! એમ છે? ત્યારે તો ખુનનો કેસ કાં નથી હોતો ?

**લબાડદાસ**—ના તેતો નથી. આ કેસતો થાપણ ઓળવ્યાનો છે. આપણા ગડબડદાસ શેઠને ત્યાં એક જણે વીશ હજાર રૂપીઆ થાપણ મુકેલ છે, તે હાલે પાછી લેવા આવેલ છે; શેઠને તે પાછી આપવા મન નથી, અને રૂપીઆ ૨૦૦૦ આપવાનું કબુલ કરે છે. જો શેઠનું બરાબર મનમાન્યું થાય તો તમારૂં પણ કામ થાય, અને મારૂં પણ કામ થાય.

**અમથારામ**—એતો બરાબર પણ કાંઈ લેખપત્ર છે કે કેમ ?

**લબાડદાસ**—લેખપત્ર બીજેતો શું હોય ? પણ શેઠના ચોપડામાં જમે છે, અને દાનકી ચોપડાનું નામ અને પાનું, રૂપીઆ આપનારે નોંધી રાખ્યું છે.

**અમથારામ**—ત્યારે શું ? તમે શેઠને કહેજો કે એ રૂપીઆ પાછાં ખાતે માંડી મેલે.

**લબાડદાસ**—પણ અનામત રાખ્યા પછી આજ દીવસ સુધી તે ધણી આંહિ ગામમાં પણ નહતા, તે હમણાં આવ્યા છે. તેનું શું ?

**અમથારામ**—તેનું જેમ હશે તેમ થઈ રહેશે. તમે ખાતે માંડી મેલજો અને રૂપીઆ આજ રાત્ર પુરેપૂરા બે હજાર લેઈ આવજો. પછી બધું ઠીક થઈ રહેશે.

**લબાડદાસ**—તે તૈયાર. આજને આજ. (એમ વાતચિત કરે છે એટલામાં સુર્યશંકર આવે છે.)

**સૂર્યશંકર**—(અમથારામ તથા લબાડદાસની વાતચિત સાંભળીને સ્વગત ) દુષ્ટલોકો કેવાં કુવિચાર કરે છે? પછી વાત.(ચાસન) કાં સાહેબ ચાલશું હવા લેવા?

**અમથારામ**—ચાલો સાહેબ. (બંને જાય છે. લબાડદાસ પોતાને ઠેકાણે જાય છે.)



## प्रवेश २ जो.

### पात्र—अमथाराम, लबाडदास, सूर्यशंकर.

### સ્થળ—અમથારામનું ઘર.

**અમથારામ**—કેમ લબાડદાસ જોયા મુણસના સપાટા?

**લબાડદાસ**—વાહ મારા સાહેબ એમ શું કહેવું? અમને તો જીવતા રાખ્યા.

**સૂર્યશંકર**—અમથારામભાઈ, પછી શું આ થાપણવાળો કેસ બરાબર હેલ્યા પ્રમાણેજ ઊતાર્યો કે?

**અમથારામ**—હાજતો. એક રાત વચે રૂપીઆ બે હજાર કમાઈ બેઠા. હું જે ન્યાયનાં કામનો ચેપ કહેતો હતો, તે આ સમ-

જ્યા ? તમારા કામમાં આવો કાંઈ ફાયદો છે ? જુઓ, હજુ આ નોકરી કરતે મને વરષ ૫ પાંચ થયાં. તે દરમ્યાન રૂપીઆ પાંચ હજારનાં ઘર કર્યાં; રૂપીઆ પંદર હજારનો ગરાશ કર્યો; રૂપીઆ વીશ હજારનાં ઘરાણાં કર્યાં અને રૂપીઆ દશ હજાર સરકાર ત્રિજોરીમાં અનામત વ્યાજુ રાખ્યા. ઘરનું રાચ રચીલું પણ તમે જુઓછો. આ એમ છે. ગરીબ માણસ ધાન ખાઈ જીવીએ, અમારા તો પેટમાં જીવ. સમજ્યા બા.

સૂર્યશંકર—હા બા, સમજ્યા. તમે ધાન ખાઈ જીવો છો, અને બીજા ધુળ ખાઈ જીવતા હશે. તમારા પેટમાં જીવ હશે અને બીજાના પેટમાં પથરા હશે ! શું વાતો કરો છો ? હવે રહેવા દ્યો ઠીકછે, ચાલે છે. (સ્વગત) કોઈક દિવસ ખબર પડશે. પરમેશ્વર, આ અન્યાય કદી સાંખેજ નહીં.

લખાડદાસ—કાં સાહેબ, ત્યારે હવે હું રજા માગુંછું.

અમથારામ—આવજો, અને વળી આવો શિકાર શોધતા રહેજો.

લખાડદાસ—એતો હેમાં કાંઈ પૂછવું હોય ? (જાયછે)

સૂર્યશંકર—અમથારામ "શેઠની શીખામણ ઝાંપા સુધી" તમે તે દિવસે કહ્યું હતું કે હવે આમ હું નહી કરૂં, ને વળી આશું ?

અમથારામ—સાહેબ એતો કહેવાય. બાઈ દુનિઆંદારી છિએ તેને તો એમજ હોય.

સૂર્યશંકર—તમે દુનિયાંદારીછો અને અમેતો વૈરાગી હોઇશું ! અમ પ્રમાણિક પણે વર્તિએ છિએ તેનું કેમ ચાલે છે.!!

**અમથારામ**—માસ્તર સાહેબ, સુંઠનો કીડો સાકરનો સ્વાદ શું જાણે? તમે તો છોકરાઓને ભણાવો.

**સૂર્યશંકર**—તમે પણ કોઈ દિવસ જાણ્યામાં માસ્તર પાસે ભણ્યાતો હશો. છોકરાંના ભણાવનારને તમારે બેવકુફ ન સમજવા હો.

**અમથારામ**—છટ, હુંતો છોકરાના ભણાવનારને અને બકરાંના ચારનારને સરખાજ સમજુંછું.

**સૂર્યશંકર**—એમ કે! પણ તમે ભૂલ ખાઓછો. હું તમને કહુંછું કે; આ લાંચીઓ સ્વભાવ તમે છોડી દ્યો, નહિંતર આમાંથી કોઈ દિવસ વગર ભાડાની કોટડીનાં દર્શન કરવાં પડશે.

**અમથારામ**—મગદૂર કોનો છે? કોની માએ શેર સુંઠ ખાધી છે? કે બંદાને વગર ભાડાની કોટડીનાં દર્શન કરાવે. વારૂ ત્યારે તો તમારો ને મારો વાદ. તમથી થાય તેટલામાં ઘટાવશો તો તમને તલાક છે જાઓ.

**સૂર્યશંકર**—હું શું કરીશ? મને તો કોઈનું બુરૂં કરવા ખાતે બિલકુલ વિચારજ નથી, પરંતુ જો તમે તલાક આપોછો તો જાઓ, હું પણ પ્રતિજ્ઞા કરૂંછું કે, તમને વગર ભાડાની કોટડીનાં દર્શન કરાવીશ. અને તમે હવે ત્યારે ત્રેવડમાં રહેજો.

**અમથારામ**—વારૂ ત્રેવડમાંજ છું. તમે પણ હવે તમારીમાં ઘટાવશોમાં તમારૂં બધું શૌર્ય વાપરજો. નહિતર વળી પસ્તાવું પડશે.

**સૂર્યશંકર**—વારૂ સાહેબ. થવાનું હશે તે ઈશ્વર ઈચ્છાથી થઈ પડશે. (જાયછે)

---

## प्रवेश ४ थो.

**पात्र—सूर्यशंकर** (अेकलो.)

**સ્થળ—સૂર્યશંકરનું ઘર.**

સૂર્યશંકર—(સ્વગત) અરે પરમેશ્વર! અમથારામ જેવા દુષ્ટ ન્યાયાધિકારી બિલકુલ અન્યાય કરી આટલો અનર્થ કરેછે, તેને તું બદલો કેમ આપતો નથી! તું જો ન્યાયીપણાનો સ્વિકારનાર છો, તો બિલકુલ તેવા દુષ્ટ મનુષ્યને તેઓનાં દુષ્કૃતનો બદલો આપવો, એ તારી ફરજ છે. જો આવા લોકોને યોગ્ય શિક્ષા ન થાય. તો દુનિઆમાં અનર્થ બહુ વધી જાય. અને અંતે પાયમાલીનો કિનારો નજદીક આવે. પણ ના! હું આ બોલુંછું તે મારી અલ્પ બુદ્ધીને લીધે. દીન દયાળ અને દુષ્ટોને દંડ દેનાર પરમેશ્વર તેવા દુષ્ટોનો સંહાર કરી, દીન જનનું દુઃખ નિવારશેજ. આપણે મનુષ્યો કલ્પના ગમે તે પ્રકારે કરો, પરંતુ સર્વ ન્યાયી સર્વેશ્વર બધું ઘટિતજ કરવાનો. હે! પરમેશ્વર મારો કોઈનું બુરાય કરવા બાતે જો કે મત નથી, જે તું સર્વજ્ઞછો તેથી તારા ધારવાથી બ્હાર નથી એમ હું માનુંછું. પરંતુ કાલે બનેલી હકીકત પ્રમાણે, મારાથી અમથારામે કરેલો અનર્થ ન જોવાયાથી, તેને કેદખાનાનાં દર્શન કરાવવાની પ્રતિજ્ઞા લેવાઈ ગઈ છે; જે પૂરી કરવા મારામાં તાકાદ નથી; તથાપી જો તું ન્યાયી છે, તો મને મદદગાર થઈ કોઈ એવો રસ્તો શોધી કહાડ કે જેથી

દુષ્ટને તેના દુષ્કૃતનો બદલો મળે, અને તેથી કરીને દુનિઆમાં ચાલતો આવો અનર્થ વધવા ન પામે, એવી મારી અરદાસ્ત છે. (એમ કહીને) હવે ત્યારે આપણે કોઈ મિત્રતો રહ્યો નથી. તો હવે આપણા કામમાં ખૂબ મેહેનત કરી ફતેહ મેળવવી, અને લેવાયલી પ્રતિજ્ઞા પૂરી કરવા, હરવખત જગદાધારની વિનંતી કરતા રેહેવું, એજ આપણું કર્તવ્ય. ઈશ્વરનાં અહર્નિશ રટણથી સર્વ સારને પામવામાં, સંભવિત રીતે નિષ્ફળ જવાનું બનવાનું નથી.



# अंक २ जो.

---

## प्रवेश १ लो.

**पात्र—जगमोहनराय, नवनिधराय, रुपशंकर, अंबालाल (અને પછીથી) अलारख्यो.**

**સ્થળ—ચૌટો.**

જગમોહનરાય—નવનિધરાય, સુર્યશંકર જેવા માસ્તર આ ગામનેતો મળશેજ નહીં. એતો નિસ્સંદેહ છે.

નવનિધરાય—હા, ખરેખર. આવી મેહેનત બીજા માસ્તરોથી લેવાય નહીં. આ માસ્તરની પણ આગળ આટલી બધી મેહેનત હતી નહીં પણ હાલે થોડી મુદત થયાં તેણે એવી મેહેનત કરવા માંડીછે કે બેહદ.

રૂપશંકર—બેહદ શું ? એતો કાંઈ વાત થાય એમજ નથી. સાવ જડ બુદ્ધીવાળો પથરા જેવા છોકરો હોય તે પણ એની પાસે છટ છ માસ ભણ્યો, તો જાણે બાવનવીર જેવો થઈ રહે છે. જુઓને આપણો નટવરીઓ, કે જેમાં પાઈની પણ અકલ નહીં હતી, તે આ છટ છ માસમાં કેવો સુધરી ગયો છે.

અંબાલાલ—વાત શું એતો એવો છે કે "ગધેડાને માણસ કરી મેલે" અક્કલ વિનાના ગધેડા જેવા તે પણ એ પાસે માણસ થઈ રહે છે. (આવી રીતે વાતચિત કરે છે, તે અલારખ્યો કુંભાર રસ્તે ચાલ્યો આવતો હતો તે સાંભળે છે.)

અલ્લારખ્યો—ભાઇ માસ્તર, સે અસીં જેકે પેંડ્યો ચોતાસે ન ?
(માસ્તર તે અમે જેને પંડ્યો કહિએ છીએ તે કે ? ભાઇ.)

અંબાલાલ—હા. ભાઈ, છોકરાને શીખાવે તે પંડ્યો કહેવાય.

અલ્લારખ્યો—(સ્વગત) પાંકે પુતરત અલાજા ડેનલ અયન. હી શે. ઠીઆ વેઠા વેઠા ગાલતા કનકે, હી પેંડ્યો ગડોડે મેંજા માડુ કરેનો, તપાં વટે ગડોન ઘણે અય; ખણી રેકડો ગડોડો ડેઈ અચી ધાસાંને પુતર કરાઈ અચીધાસીં, હાણે પાણ એન છોઠાએ કે પેંડ જો નાંઠાં પુછી ગેનો. તપોય પેંડે વટ વેંજીને ગડો ડેઈ અચોં પંજ પેંજી ગેનવે તપણ ડીંધાસી, ગડો મેંજા માડુ થીએ, પોય પુતરજો કોરો કમ અય. પાંવટ ગડોડા ઘણે અય જેતરા પુતર ખપંધા એતરા કરાઈને ગેનધાસી. હાણે ઈ પેંડજો નાંથાંત પુછી ગેનો. [ઈશ્વરનો દીધેલો પુત્રતો આપણને છે નહીં. આ શેઠો બેઠા બેઠા વાતો કરે છે કે તે માસ્તર ગધેડામાંથી માણસ કરે છે તો આપણા પાસે ગધેડાંતો ઘણાંય છે, લઇને એક ગધેડું આપી આવશું, અને છોકરો કરાવી આવશું. હવે આપણે આ શેઠીઆન તે માસ્તરનું નામ ઠામ પૂછી લઇએ, તો પછી તે માસ્તર પાસે જઈ ગધેડું આપી આવીએ. પાંચ પચીસ લેશે તોપણ દેશું. ગધેડામાંથી માણસ થાય, પછી છોકરાનું શું ,કામ છે ? આપણ પાસે ગધેડાંતો ઘણાંય છે, તેમાંથી જેટલા છોકરા ખપશે, તેટલા કરાવી લેશું; હવે એ પંડ્યાનું નામ ઠામતો પૂછી લઉં](ચાસન)

શેઠીઆ ઈ પેંડેજોનાં કોરો, અને રયતો કિત ? (શેઠ. એ પં-
ડ્યાનું નામ શું, અને રહે છે ક્યાં? )

નવનિધરાય—નામ સુર્યશંકર, અને નવાપરામાં રહેછે.

અલારખ્યો—સુરજ સકર નાં, નએપરેમે રયતો. ઈન? ( સુર્યશંકર નામ
નવાપરામાં રહેછે. એમનાં? )

જગમોહનરાય—હા, બાઈ, હા. હવે ભૂલીશમાં.

અલારખ્યો—ભુલેસે કી ? હાંણે કો અસાં જેડો કમ કાજ વતાઈજા.
(ભુલીએ તે કેમ ? હવે કોઈ અમારા જેવું કામ કાજ બતાવજો)

રૂપશંકર—ઘણે બતાવશું.

અલારખ્યો—ત્યારો શેઠ. આંઊ કુના પણ એડા બનાઇઆં તોકે
જેડાસજે ડેમેનમેડે અલાજી મેરભાનીસે પાંવટ ગડો પણ પેંજા
સઠ અય. કોઈ ગાલે ખોટ નાંય, તપાણ જેડે ચાકરી, પાણ
પણ કરે છુટઘાસાં જ આંહિ સુકુમ કંધાત. તડે શેઠ હાણે
આહું વેંજાતો. કમકાજ વતાઈ જા. (જુઓ શેઠ હું હાંક્ષાં
પણ એવાં બનાવું છું. જેવાં સાજા દેશમાં ન મળે. ઈશ્વર
કૃપાથી આપણ પાસે ગધેડાં પણ પચાસ સાઠ છે. કોઇ વાતે
ત્રોટો નથી, તો આપણ જેવી ચાકરી, આપણે પણ કરી છુ-
ટશું. (જો તમને ગધેડે બેસારવા હશે તો તે હું પણ બેસારી
આપીશ.) જો તમે હુકુમ કરશો તો. શેઠ ત્યારે હવે હું જાઊં.
હું કામકાજ બતાવજો.

(કુંભાર જાય છે. સહુ પોતપોતાને વતનેં જાય છે.)

— ❧ —

# प्रवेश २ जो.

## पात्र—सूर्यशंकर (પછીથી) अलारख्यो.

### સ્થલ—નિશાળ.

સૂર્યશંકર—અમથારામની સોબત તુટ્યા પછી નિશાળ બહુ સુધરી ગઈ છે. છોકરાઓ પણ બધા એવા થઈ રહ્યા છે કે આપણને યશ મળેછે. પણ હવે જે પ્રતિજ્ઞા લેવાઈ ગઈ છે, તે ઈશ્વર કૃપાથી પળે તો ઠીક (એમ વિચાર કરેછે, એટલામાં કુંભાર અલારખ્યો આવેછે.)

અલારખ્યો—પેંચ્યા પગેતા લગોં (પંચ્યા પગે લાગીએ છીએ)

સૂર્યશંકર—આવો તમે કોણછો?

અલારખ્યો—બાવા આંઊંહી ગોઠમેં જેતરા કુંભાર અય, તેંમેં મેડેમે મેતર અઉયાં. ધોઆરમેં મુંજોનાં પધરો અય. મુંજોનાં અલારખ્યો. (ભાઈ—હું આ ગામમાં જેટલા કુંભાર છે, તેમાં બધામાં મેતરછું. દરબારમાં મારૂં નામ પાધરૂં છે. મારૂં નામ અલારખ્યો.)

સૂર્યશંકર—ઠીક તમે કેમ આવ્યા?

અલારખ્યો—બાવા આયો સેંત એતરે લાય કે મું સોઓ કે આંહી ગડોમેં જા માડુ કયોંતા. તેંસેં મું બાયો કે મું વટ ગડોત ઘણે એય પણ ખુધાજોડેનેલ પુતર નાંય, તજ આહિ ગડોમે જા પુતર કરેડચો, ત અસીં આંકે ધોઆ કંધાસીં. (ભાઈ સું આવ્યો તો એટલા વાસ્તેકે મેં સાંભળ્યું, કે તમે ગધેડામાંથી માં-

ણસ કરોછો. તેથી મેં જાણ્યું કે, મારી પાસે ગધેડાં તો ઘણાં છે, પણ પરમેશ્વરનો આપેલ પુત્ર નથી; તો જો તમે ગધેડામાંથી છોકરો કરી આપશો તો અમે તમને દુઆ કરીશું.)

સૂર્યશંકર—(સ્વગત) અરે આતો નવી વાત? આતે આને કોણે કહ્યું હશે! આતે વાત હોય કે ગધેડામાંથી માણસ થાય? પણ એને હાલ ના ઉમેદ કરી ન વાળવો; વિચાર કરીને જવાબ આપવો. (પ્રાસન) વારૂ તમે પરમદિવસ આવજો તે હું વિચાર કરીને તે દિવસે જવાબ આપીશ.

અલ્લારખ્યો—ખુદા બલો કરે આંજો. હાણે આંઊં વેંજાંતો. પરંઈ અચીંધોસે. (પરમેશ્વર તમારૂ ભલું કરો. હાલે હું જાઉછું. પરમ-દિવસ આવીશ) (જાયછે).



## प्रवेश ३ जो.

### पात्र—सूर्यशंकर (એકલો.)

### સ્થળ—સૂર્યશંકરનું ઘર.

સુર્યશંકર—(સ્વગત) ગઈ કાલે કુંભાર આવ્યો હતો. એ વાત તો મને વિપરીત લાગે છે. તેને કોઈએ મશ્કરીથી ભરમાવ્યો હશે, કે કોણ જાણે કેમ હશે? શું એને અક્કલ નહિ હોય, કે એને એટલો વિચાર ન આવ્યો, કે ગધેડા અથવા પશુમાંથી માણસ તે કેમ થાય? પણ ના હું ભૂલ કરૂંછું. કુંભાર તો તે પોતે છે. તેમાં વળી આતો મેતર છે. કુંભાર એટલે મૂર્ખ એમ સા-

ધારણ અનુમાન છે. કોઇ માણસ કાંઈ ન જાણતો હોય ત્યારે તેને આપણે હજામ અથવા કુંભારની ઉપમા આપીએ છીએ. તો આતો કુંભારોનો મેતર અથવા પટેલ છે. તો અલબત કૈમુતિક ન્યાય પ્રમાણે તે મૂર્ખનો સરદાર હોવોજ જોઇએ. માટે તેને એટલો વિચાર ન આવે, એ વાત અસંભવીત નથીજ. (જરા ખમીને) એક યુકતી યાદ આવી. તે એકે તેનો ગધેડો રાખવો. મેં પ્રતિજ્ઞા કરી છે કે અમથારામને વગર ભાડાની કોટડી બતાવવી. તે પ્રતિજ્ઞા પૂરી કરવાનો તો વખત પરમેશ્વરે નહિ આપ્યો હોય ! હા. બેશક ! એમજ ! હવે ત્યારે આ કુંભાર તેને પઇસાની લાલચ આપી, ઘરે લઈ જાય, અને પોતાનો છોકરો છે, એમ કહે. અને જો તે ન માને તો તેને બળાત્કારે જવા ન આપે. આમ થશે તો આ વાત પોતાની મેળે ખુલ્લી થઈ જશે. અને જો તે ન લલચાયો તો આપણને તેમાં કાંઈ હરકત નથી. અને જો લલચાયો તો ભાઇ સાહેબને થોડા દિવસમાં અંધારી કોટડીનાં દર્શન કરવાં પડશે. હું જાણું છું કે મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરવા વાસ્તેજ પરમેશ્વરે તે કુંભારને મારી પાસે આણ્યો. હવે ત્યારે કુંભાર આવે ત્યારે તેને બરોબર સમજાવીને આ યુક્તી કરવી. એટલે પોતાની મેળે બધુ જેવું જોઇએ તેવું થઇ રહેશે. એમ હું અનુમાન કરૂંછું. અને જો ન થયું તો આપણું એમાં કાંઈ જવાનું નથી. માત્ર લીધેલી પ્રતિજ્ઞા પાર નહીં પડે અને જો તેમ થયું તો પરમેશ્વરને હજુ દુનિઆમાં અનર્થ વધારવા વાસ્તે ઇછા છે,

એમ અનુમાન થવાનું. ખરે પ્રતિજ્ઞા આપણી સત્ય માર્ગે છે. માટે તે પૂર્ણ કરવા પરવરદીગાર એ દુષ્ટને અયોગ્ય મારગેદોરી મારૂં ધારેલું કરશે, એમ હું ધારૂંછું. કારણ પ્રથમ તો આ કું- ભાર આંહિ આવા મુદ્દાપર આવી વાત કરવાનો સંભવજ નહોતો કદી તે વાત કરત, અને હું તેજ વખતે તેને હસી ક- હાડી છુટ જવાબ આપત, તો પણ થાત. પણ તેમ પણ થયુ નહીં, તેથી હુ ધારૂછું કે પરમેશ્વરને આ કામ કરવું છે. હવે જે થાય તે ખરી. (એમ વિચાર કરી દ્રઢ ધારણા કરે છે, અને પોતાના કામમાં મંડી જાયછે)



## પ્રવેશ ૪ થો.

### પાત્ર—સૂર્યશંકર (પછીથી) અલારખ્યો કુંભાર.

સ્થળ—નિશાળ.

સૂર્યશંકર—આજે તે કુંભારને આવવાની મુદત છે. જે થાય તે સારાને. આવેતો ખરો. (એમ વિચાર કરે છે, એટલામાં અલારખ્યો કુંભાર આવે છે.

અલારખ્યો—આંજે નોકર આયો અયવા. હી ગડોડો પણ ગેની આયો અઈઆં. મું વટ પેજા સઠ ગડો અય, તેમેંહી મેડકનાં ફટરો અય. તજીએ બાવા પુતર પણ એડો ફટરો થીહે, તડે બરોબર. (આપનો નોકર આવ્યો છે. આ ગધેડું પણ લાવ્યો

છું. મારી પાસે બધાં પંચાસ સાઠ ગધેડાં છે, તેમાં આ બધાં કરતાં રૂપાળું છે, તો સાહેબ છોકરો પણ તેવા રૂપાળો થાય તો બરોબર.)

સૂર્યશંકર—વાહ. ગધાડો તો સારો છે. તો જા તારો છોકરો પણ તેવોજ તૈયાર થશે. હવે આ ગધેડાને ભઠીમાં નાંખીશ; અને વળી બીજા ઉપાયો કરીશ. એટલે જ્યારે ભઠીમાંથી નીકળી તૈયાર થશે, ત્યારે એકદમ છોકરો થઈ રહેશે.

અસારખ્યો—તડે ત પેડ્યા આંજો ધંધો પણ અસાં જેડોજ અય અસાંકે પણ જોકો થાંક કુનો કરણો કુએ, સે ગડે નિભાઇમેં વેજી ડીજે, પોહે ઉબારો કરીજે, પોય કઢીજેત બરાબર પચો રય. આંજી નાતમેં જીં આંહિ હોસીઆર, તીં મુજી નાતમે આંઉ હોસીઆર. મું જેડા કુનાં સજેડેમેં કે જાન થીએ. (ત્યારે તો પંચા તમારો ધંધો પણ અમારા જેવોજ છે. અમારે પણ જે કામ કે હાંલ્લું કરવાનું હોય તે ઘડી નીભાડામાં નાંખી તે પર બળતું કરીએ અને પછી કાઢીએ. તો બરાબર પાકો રહે. તમારી નાતમાં જેમ તમે હુશીઆર, તેમ મારી નાતમાં હું હુશીઆર. મારા જેવાં હાંલ્લાં સાજા દેશમાં કોઈનાં ન થાય.)

સૂર્યશંકર—વાહ ત્યારે તો તું હુશીઆર માણસ દેખાય છે. તારો છોકરો બરાબર બનાવશું. આજથી દશ દિવસે આવજે એટલે તઇઆર થઈ રહ્યો હશે, એટલે લઈ જજે.

અલ્લારખ્યો—જેજી જમાર. અલા ભલો કરે આંજો. તડેહી ગડો હેતે રખીતા વેંજા. (ઘણું જીવો પરમેશ્વર તમારૂં કલ્યાણ કરો. ત્યારે હું જાઉછું, અને આ ગધેડાને આંહી રાખી જાઉછું.)

સૂર્યશંકર—વારૂ ભલે રાખી જા. બધું સારૂં થશે. (કુંભાર જાય છે અને પછીથી સૂર્યશંકર ગધેડું વેચી, તેના આવેલા પઇસા ધર્માદા ખાતે ખરચ કરી નાંખે છે.)



# अंक ३ जो.



## प्रवेश १ लो.

**पात्र—सूर्यशंकर (પછીથી) अलारख्यो.**

**સ્થળ—સૂર્યશંકરનું ઘર.**

**સૂર્યશંકર**—(સ્વગત) આજે પેલો કુંભાર, છોકરો લેવાતો આવશે. હવે શુધ તેવી બુધ. સમય અનુસાર જવાબ આપવો. અને તેના બોલવાને અનુસરીને, તેને ન્યાયાધીશને લઈ જવા સમજાવવું. (એટલામાં અલારખ્યો કુંભાર આવે છે તેને) હલ્યા, મીઆં હલ્યા.

**અલારખ્યો**—ભા બાવા, આવે ધારૂ રોંકી? આંજો કમ હુએ ત પણ અચોં, તહીતે મુંજો પેંડ જો કમ; તે આવે ધારૂ રોવાજે? હાડો બાવા પાંવારે ગડો મેંજા પુતર ત થેઈ રયો હુંવો. (હા, સાહેબ, આપવિના કેમ રહિએ? તમારૂં કામ હોય તો પણ આવીએ, તો આતો મારૂં પોતાનું કામ એટલે આપવિના કેમ રહું? હવે સાહેબ આપણા ગધેડામાંથી છોકરો તો થઈ રહ્યો હશે.)

**સૂર્યશંકર**—હા. એતો બરાબર થઈ રહ્યો છે. તારો છોકરો ભારે નસીબદાર થયો. એતો તૈયાર થયો, કે તેજ વખતે ન્યાયાધીશ થઈ બેઠો.

અલ્લારખ્યો—નિઆયકિ સે મેતો જોકો અંદાલતમેં વેઠને નિઆ હેપ્પો કરે સેન? (ન્યાયાધિશ તે મેહેતો જે અદાલતમાં બેશી ન્યાય કરે છે તે કે?)

સૂર્યશંકર—હા, એજ. પણ હું તને એક પૂછું. તે એકે તું તે ગવેડાને જો ખાણ આપતો હતો કે નહીં?

અલ્લારખ્યો—બે. ગડો કેત કે કે ન ડાંધો હુ ઓસ, પણ હત મેડેકનાં ફટરો અને ખાસો હુઓ, તસે એનકે હેકડી પાટઈ રોજ ડીંધોં હુ ઓનેસે ભુકસે ખરાઇધો હુ-ઓસ. (બીજા ગવેડાને તો કાંઇ ને નહતો આપતો. પણ આતો બધા કરતાં રૂપાળુ અને સારૂં હતું; તેથી તેને રોજ એક પાટલી દેતો હતો, તે ખોબામાં ખવરાવતો હતો.

સૂર્યશંકર—ત્યારે ઠીક. જ્યાં સુધી ગવેડો હતો, ત્યાં સુધીતો તે અનાજનું જોગાણ ખાતો, પણ હવેતો તે માણસ થયો, તેથી તે તે જોગાણ ખાશે નહીં, હવેતો તેને પઇસાનું જોગાણ જોઇશે. માટે હવે એમ કરજે કે રૂપીઆ, મહોર અને ખુડદા લેઈ, એક લુગડામાં નાંખી તેની પાસે જરા છેટે બેસી ખડખડાવજે એટલે જો તે તારા સામુ જુએ, તો તેને તે બતાવી સનકારો કરજે, તેથી જો તે આવે તો તેને ઘરે લઈ જાજે.

અલ્લારખ્યો—ઘેર ન અચે તો પોએંકારો કરાઆં (ઘેર ન આવે તો પછી શું કરૂ?

સૂર્યશંકર—જો બાપુ. મેતો મારૂં કામ કીધું. ગવેડામાંથી છોકરો મે કરી દીધો પણ તે ગવેડો હતો ત્યારે ગવેડાંમાં નસીબદાર હતો,

તેમ માણસ થયો, એટલે માણસોમાં પણ નસીબદાર જાગ્યો. અને ન્યાયાધીશ થઈ પડ્યો. હવે તું કુંભાર અને એ ન્યાયાધીશ. એટલે ન આવેતો ન પણ આવે. પણ જાણુંછું કે, તે ચાસ્ટાંનો હેવાઇઓ છે, તેથી વખતપર જો તારૂં આપેલું ચાટું તેને ભાસ્યું, તો આવશે ખરો, ખૂબ ચાસ્ટું આપી, મીં મીઠું બોલી, તારે તેને એકવાર ઘરે તેડી જાવો. મીઠું મીઠું એવી રીતે બોલવું કે "સાહેબ જરા મારે ઘરે પધારો, થોડું કામ છે. વગેરે શબ્દો મીઠાશથી તેને એકલો કોરે આવે ત્યારે કહેવા, અને એક વાર ઘરે લઇ જવો. પછી તેને તારે રજા ન આપવી. જે ન્યાયાધીશ થઈ બેઠો છે તે કાંઈ એમને એમ તારે ઘરે આવશે નહીં. ચાસ્ટું મન માનતું આપીશ ત્યારે પણ આવશે તો આવશે. જો ઘરે આવે તો તો બધું સારૂં થશે. અને જો ન આવે, તો પછી તેમાં મારૂં જોર કાંઈ લાગવાનું નથી. મેંતો તેને માણસ કર્યો. હવે તેપર મારૂં જોર લાગશે નહીં. માટે જો તે ઘરે ન આવે અને તું કચવાએ, તો તારા ગધેડાના જે પઇસા કીમત થાએ. તે બેलाशक મારી પાસેથી લઇ જજે. પણ જાણુંછું કે, તે તારે ઘરે આવશે, અને તારી ધારણા પાર પડશે.

**અલારખ્ખો**—બો. તડે ઇંજ કુંધાસે બા. ઘરે આવો, પોયનો જો જેજી ગડબડ કુંધો, ત પૂરાને બ પેરોણોજી માર ડીંધોસે, ત પેની પાંસરો થેઈ રોધો. ને ન આયો તો પોસ આંજો વંગકોરો, મુજેનેસીબજી ગાલ. મુજે નેસીબમે પુતર ન લેખ્યો હુંધો, તો

ન પણ અચંબો, તો તડે મુકે ગડો જા આંહી જોકો ડોકડા ડીધાસે ગેના મથે તે ગંધી વજી વેધ રોધાંસે. બ્યો કોરો ? મડ ખુદા કરે, ને અમો. હાણેત ખુધા ખુધા. (હા ત્યારે એમજ કરીશ બા. ઘરે આવ્યો પછી તો ઘણી ગરબડ કરશે, તો પૂ- રીને બે લાકડીની માર દઈશ, તો પોતે પાંસરો થઈ રેહેશે, ને નહીં આવે તો પછી તેમાં તમારો વાંકશું ! મારા નસીબની વાત મારા નશીબમાં પુત્રપ્રાપ્તી નહીં લખી હોય,તો નહીં પણ આવે તો પછી તમે મને તે ગધેડાના જે પઇસા આપશો, તે લઇ માથે પિછોડી નાંખી (પોક મુકી) બેસી રહીશ.બીજુંશું ! માંડ પરમેશ્વર કરે.ને તે ઘરે આવે;હવે તો પરમેશ્વર. પરમેશ્વર.)

સૂર્યશંકર—હા એમજ. જો ઘરે આવે તો પછી તારે તેને છોડવો નહીં. નહિંતર પાછો ભાગી જશે. જ્યાં સૂધી ગધેડો હતો, ત્યાં સૂધી તો તારે ઘરે રહ્યો. પણ હવે તો તે માણસ થયો. તેમાં પણ વળી આતો ન્યાયાધીશ થયો, એટલે તેને કુંભારને ઘરે રેહેવું કેમ ગમે !

અલ્લારખ્ખો—બા. સે સચી ગાલ. અસાં જો ધંધો એડો ન ! જાંણી બુજી કુંભાર સે કરેથીએ. અસી તો જનમબી કુંભાર થયા, સે હાણે કેડીઆં વેંજો ? (હા, તે સાચી વાત, અમારો ધંધો એવો નાં ! જાણી જોઇને કુંભાર તે કોણ થાહે ? અમે તો જનમના કુંભાર થયા, હવે જઇએ કયાં ?)

સૂર્યશંકર—બરોબર તું સમજુતો બરોબર છો. તારા જેટલી અક્કલ બીજા કુંભારમાં પણ હોય નહીં. તું તો અક્કલનો ખરેખરો

નમુનો છે. (સ્વગત) તુ જેવા મૂર્ખનો સરદાર મારે ધારે કોઈ કુંભાર પણ નહિં હોય.

**અલ્લારખ્યો**—બાવા એસી મેતર થ્યા કું ધાસી સે જડે કીક અક્કલ હુંધી તડે, નકાં કુછાય પણ કેર ? અસાંજી નાતમેં મું જેડો અક્કલ જો બાધર સજેડેમે નાંય. બાકી ત જેજી ગાલીનતા કરીંઉ. (સાહેબ. અમે મેતર (નાતના પટેલ) થયા હશું તે જ્યારે કાઇક અક્કલ હશે ત્યારે, નહિંતર બોલાવે પણ કોણ? અમારી નાતમાં મારા જેવા અક્કલનો બ્હાદુર સાજા દેશમાં નથી. બાકીતો વધારે વાત નથી કરતો.)

**સુર્યશંકર**—ભાઇ. એમાંશું, તું જેવું અક્કલનું બારદાન કોઇ પણ નહિ હોય. તું તે તું. અને બાકી બધા માણસ. હવે જટ જા, અને કહ્યુંછે તે પ્રમાણે કર, એટલે બધુ સારૂં થશે.

**અલ્લારખ્યો**—વેંજાંતો બાવા. જેજી જમાર. હેન ઘડી પુતર કે ઘરે કાઢી અચાં. ખુધાજી મેહેરસે. પેડ્યાજી આંહી ઘોવા કજા. (જાઉ છું સાહેબ તમે ઘણું જીવો. અબગડી છોકરાને ઘરે તેડી લાવું. પરમેશ્વરની મેહેરબાનાથી. પેચાજી તમે આશીરવાદ આપજો.)

**સુર્યશંકર**—જા આશીરવાદ છે. બધું સારૂં થશે. (કુંભાર જાયછે અને સૂર્યશંકર પોતાના કામમાં મંડી જાહેછે.)



# પ્રવેશ ૨ જો.

## પાત્ર—અમથારામ. ગમારદાસ (પછીથી) અલારખ્યો.

### સ્થળ—કોર્ટ.

અમથારામ—વારૂ ગમારદાસ? હાલે આ કોર્ટના કેસો બધા જબરદસ્ત આવ્યા છે.

ગમારદાશ—હા. સાહેબ. બધા અતિલાભ આપે, એવા એવા કેસો છે.

અમથારામ—તમારે લંપટ કુમારીનો પગાર તો બધો પરબારો નીકળતો હશે કેમ?

ગમારદાસ—હા. સાહેબ એતો બધી આપની કૃપા.

અમથારામ—એતો એમજ હોય. હું કોઈ તમ વિના કોઇ કામ કરૂંછુ!

ગમારદાસ—એતો બધી આપની શોભા છે. પણ એટલું તો છે કે બધા જો સાથે હોય તો પછી, "તેરીભી ચુપ ને મેરી ભી ચુપ." નહિતર ગડબડ છે.

અમથારામ—એટલાજ સારૂં તો. (એમ વાતચિત કરે છે. એટલામાં અલારખ્યો કુંભાર સામો પઇસા ખખડાવતો માલુમ પડે છે, તે તરફ જુએ છે, એટલે કુંભાર સતકારો કરી સાથેના પઇસા બતાવે છે, એટલે ઉઠીને જરા છેટે જઇને એકાંતે) કેમ?

અલારખ્યો—બાવા જરા અસાંજે ઘરે પધારો. આંજી જરા ચાકરી કરી છુટધાસી. અઇ હુતો ગરીબ પણ ઘરે અચંધા તડે ખબર પોધી. (બાવા. જરા અમારે ઘરે પધારો. આપની ચાકરી કરી છુટશું. છીહેતો ગરીબ પણ ઘરે આવશો ત્યારે ખબર પડશે.

**અમથારામ**—ઘરે શું કામ છે? આંહિ જે કહેવાનુ હોય તે કહે. અને આપવાનું હોય તે આપ, તો જો મન માન્યું આપીશ તો આંહીજ તારૂ જે કામ હશે, તે થઇ જશે. પણ તું ગરીબ માણસથી અમારૂ મ્હોડું કેમ ભરાશે?

**અલારખ્યો**—ભાઇ આંહિ હલો તો ખરા. જેંજો કમ અયસેતો મુજે ઘરે અય.સાવ ગરીબ અસીં પણ ન અઇઊં. તેજીત જડે ઘરે હલંધા તડે ખબર પોંધી, પણ જેંજો કમ અયસે અયતો અસાંજીનાતજી બાઇ માડું પણ એન વટ પઇસો અય તેતરો આંવટ પણ નમુંધો. ઈ અય. (ભાઈ, તમે હાલો તો ખરા. જેનું કામ છે, તેતો મારે ઘરે છે. અમે પણ સાવ ગરીબ નથી, તેની ખબર જ્યારે તમે ઘરે આવશો ત્યારે પડશે, પણ જેનું કામ છે તે છે તો અમારી ન્યાતીની બાઈ માણસ, પણ તેની પાસે પઈસો છે,તેટલો તમારે પાસે પણ નહી હોય)

**અમથારામ**—ચાલો ત્યારે, (ગમારદાસને) હું જરા બ્હાર જઈ આવુંછું. (જાય છે અને ઘણીવાર થયાં છતાં ન આવ્યાથી ગમારદાસ વગર કોર્ટ બંધ કરી ચાલ્યા જાયછે.)

---

## પ્રવેષ ૪ જો.

### પાત્ર—અમથારામ અલારખ્યો સભાઇ.

### સ્થળ—અલારખ્યા કુંભારનું ઘર.

**અમથારામ**—ભાઈ હવે તારે શું કહેવાનુંછે. પેલી બાઈ ક્યાં છે? એને શું કામછે?

અલ્લારખ્યો—બાઈ બાઈ કોને મેડે;ને કમ પણ કી નાંય. હાંણે તું પુતરને, આંઉં પે.તો કે ખબર નાંય. પણ આંઉં તો–જો પેથીઆં. જે ગડો મેં જા તું થે સેમું–જો તુઓ. મું એન ગડો મેં જા પુતર કરાયો સેતું પેંડ (વઉને) રંન અજ મેઠો ખાવો રધજ. ખુધા પાંકે પુતર ડેનો. (બાઈ, બાઇ કોઈ ન મળે, અને કામ પણ કાંઈ નથી. હવે તું છોકરો અને હું બાપ. તને ખબર નથી, પણ હું તારો બાપ થાઉં. જે ગધેડામાંથી તું થયો તે મારૂં હતું. મે તે ગધેડામાંથી છોકરો કરાવ્યો, તે તું આપોઆપ. (વઉને) રાંડ, આજ મીઠું ખાણું રાંધજે. પરમેશ્વરે આપણને છોકરો દીધો.

અમથારામ—(વિસ્મિત થઈને) અરે પુતર કેવો! વાત કેવી! ગધેડો કેવો! તુતે મારો વળી મારો બાપ ક્યાંથી થયો! શું કોઇ મશ્કરી કરેછે!

અલ્લારખ્યો—બચા તોકે ખબર ન પય. અગલે જનમજી ખબર પેંડકે સેકી પય? તું અગલે જનમમે મુંજો ગડો સુઓ તે મેં જા મું કેતરી મુસીબતસેં માડુ કરાયો અય, તેજી ખબર અયકા! (બચા, તને ખબર ન પડે. આગલા જનમની પોતાને તે ખબર કેમ પડે? તું આગલા જનમમાં મારો ગધેડો હતો, તેમાં થી મેં કેટલી મુશ્કેલીથી માણસ કરાવ્યોછે, તેની તને કાંઈ ખબર છે!)

અમથારામ—અરે બેવકુફ, ગધાડામાંથી માણસ તે થાય? એતો તારો કોઇએ મશ્કરી કરી હશે. તુંતો ભમી ગયોછે.

અલ્લારખ્યો—સેસચી ગાલ. કુંભારજો પુતર થીણા સે કે કે આડે?

પણ ખુધા તો કે મુંજો પુતર ક્યો,સે હાંણે તોનું નાચોવાજે કીં!)
તે સાચી વાત કુંભારનો છોકરો થવું તે કોને ગમે! પણ પરમે-
શ્વરે તને મારો છોકરો કર્યો, તે હવે તારાથી ના કહેવાય કેમ!)

**અમથારામ**—અરે તું તે માણસછો કે કોણછો? આ શું ગજબની વાત?
તું મને લલચાવીને આંહિ લાવ્યો, અને આંહિ આવી
દગાની વાત કરે છે? આ શું કહેવાય? આવી જો ખબર હોત
તો હું આવત પણ શાને? હવે તે હું શું કરૂં? અને ક્યાં જાંઉ!

**અલારખ્યો**—સેતો-કેજ ખબર પય, તો તું અચે કોરે જો. કુંભાર જો
પુતરથી હાસે કરે અચે? ઉ. ગડો તુઓ સે પણ ચાસ્ટે પારૂ
અનંધો કીન હુઓ; તતુ પણ બચા થૈની ઉનમે—જા. સે ચા-
સ્ટે પારૂ કીં અચે! (તે જો તને ખબર પડે તો તુ આવ પણ
શાને? કુંભારનો છોકરો થવા તે કોણ આવે? તે ગધેડું હતું
તે પણ ચાસ્ટાં શીવાય આવતું નહીં હતું, તો તું પણ થયો
નાં તેમાંથી તે ચાસ્ટાં શીવાય શાને આવે?)

**અમથારામ**—હુંતો કાંઈ તારૂ બોલવું સમજતો નથી, હવે તારે ક-
રવુંછે શું? તે કહે તો કાંઈ રસ્તો લઈએ.

**અલારખ્યો**—રસ્તો કોરો ગેનને બચા! ન્યારે આંતું અઇઆં પે તું
અઇએ પુતર. હીરયો ચક હીરહિ મેટી હીસ્યો ખુકો, હીસ્યો
ટપલો. સે મેટી કુટજ,થાં ઘડજ, ને અસાંજો ધંધો કજ. હાણે
પાણ બજાણા થાત ધંધો પણ ઠીક થીંધો. હેર બડી તો કે
કમ નડી-ધાસી, હેરત, ખુબ ખા પોય ગાલ. (વઉને) રંન
લપઈ રધી? (રસ્તો શું લેવાનો હતો! બચા. જો હું છું બાપ

તુ છે છોકરો. આ રહ્યું ચકર. આ રહિ માટી, આ રહ્યો ધુકો અને આ રહ્યો ટપલો, તે માટી કુટજે, ઠામ ગડજે અને અમારો ધંધો કરજે. હવે આપણે બે જણ થયા, તો ધંધો પ-ણ ઠીક થાશે. હાલે બે દીવસ તને કામ કરાવાનુ નથી. હાલતો ખૂબ ખા પછી વાત. (વહુને) રાંડ લાફસી રાધી ?

**સભાઈ**—બો રધા અય ધણે.ભલે ખાઓ. પીરસી ડીઆં ? કેતરે વરે અલા અજ વાંકે પુતરડેનો, તો લપઈ પણ કેડી કેઈ અય, કેઘે ને ગુડસે બીજી રહિ અય પુતર અય પણ રૂપારો. પાંજી નાતમે ત એડો ફુટરી નાં પણ કો નાંય. (હા. રાંધીછે ઘણે ભલે ખાઓ પીરસી આપું. કેટલેક વર્ષે પરમેશ્વરે આજ આપણને છોકરો આપ્યો; તો લાપસી પણ એવી કરીછે, કે તે ઘી અને ગોળથી બોજાઇ રહીછે. છોકરો છે પણ રૂપાળો. આપણી નાતમાં તો તેના જેવી વઉ પણ કોઈ નથી.)

**અક્ષારખ્યો**—સે પોય મેડ સારો થીયો, હેકીઆર લપઈ તો બાણેમે વિજ, ખારી ખરી, તો પણ પુતર જેડીજ લઈ ગેન ધાસી. (રાંડ પછી બધું સારૂં થશે. એકવાર લાપસી ભાણામાંતો નાંખ. જોતો ખરી, વઉ પણ છોકરા જેવીજ શોધી કહાડશું) (સભાઈ લાપસી લાવી ભાણામાં નાંખે છેએટલે) પુતર ખા. હોલપઈ, પાત મેડ ખ્યો, (પુત્ર ખા આ લાપસી, આપણે બધા ખાઇએ)

**અમથારામ**—અરે મને છોડ, નથી ખાતો.

**અક્ષારખ્યો**—અજાં સમજે વતો કે ? હાંણે પેટાને પૂરી છડયોસે. (હજુ સમજતો નથી કે હવે માર દઈને પૂરી મુકોશ.)

**અમથારામ**—અરે કહું છું કે મુક.

**અલારખ્યો**—તડેત તું પણ ગેન. (ત્યારે તો તું પણ લે)( એમ કહી લાકડી બે મારી પુરી મુકેછે. પછીથી બ્હારથી) હાંણે જડે પાંસરો થીને તડ બ્હાર કઢ ધોસે (હવે જ્યારે પાંશરો થઇશ ત્યારે બ્હાર કહાડીશ. (આ વખતે અમથારામે નાસી જવા તદબીર તો ઘણી કરી પણ આ અલારખ્યો કુંભાર રાક્ષસ જેવો બળવાન હતો તેથી તેનું કાંઇ ફાવ્યું નહીં. અને તેથી કરીને તે તેની મરજીને લા ઇલાજે આધીન થયો. ઓરડીમાં પૂરી મુક્યા પછી કુંભાર પોતાના કામમાં મંડી જાય છે અને અમથારામ (નિશ્વાસ નાંખતો અને અશ્રુપત કરતો અંદર પડેલો છે.)



## प्रवेश ४ थो.

**पात्र—अमथाराम** (એકલો)

**સ્થળ—કુભારની કોટડી.**

**અમથારામ**—(સ્વગત) અરે પરમેશ્વર! હું આંહિ ક્યાં સપડાઇ ગયો. આ કુંભારનું બોલવું હું તો પૂરેપૂરૂ સમજી પણ શકતો નથી. કેવો પુતર, કેવો બાપ, કેવો ગધેડો, આતે શું ગજબની વાત છે? હવે આને જટ માણસને કહેવાય પણ શું. જરા તીનપાંચ કરી તો સાલે મારી લીધું. અને આ અંધારી કોટડીમાં પૂરી મેલ્યા. હવે કોણ જાણે ક્યારે આનો ખુલાસો થશે? શું

આંહિજ કેટલીક મુદત સુધી પૂરાઈ રહેવું પડશે કે કોણ જાણે કેમ થશે! હવે હું રાડ પાડું, તોપણ મારી આંહિ સાંભળે કોણ? વાહ પરમેશ્વર આતો ખરેખર વિપરીત થયું છે. જો હું લલચાઈને તેની સાથે ન આવ્યો હોત, તો આ દિવસ દેખવો પડત નહીં. મે જાણ્યું કે આ આટલું કહેછે ત્યારે જરૂર સો પચાસમી પણ માલ જડશે. માલ તો માલને ઠેકાણે રહ્યો, પણ આતો ઉલટું કેદ પુરાયા. "લેને ગઈ પૂત ખો આઈ ખસમ" એવું થયું. હવે વાંસે કોઈને ખબર પણ નથી. ઘરે વાટ જોઈને થાકી રહેશે. ખરે હવે થાય તે ખરી થાવા દ્યો જે થાય તે. હવે બીજો કાંઈ ઈલાજ તો છે નહીં. પરમેશ્વર આમાંથી છોડાવે ત્યારે છુટાય. (હેવી રીતે વિચાર કરી ઉદાસ થઈ બેસી રહે છે.) (ન્યાયાધિશ ન આવવાથી ગમારદાસ પોતાની રાખેલી લંપટ કુમારીને ત્યાં જઈ બેસી રહિ, એશ આરામ ભોગવેછે; અને બાકીના કોર્ટના કારકુનો બેપરવારીથી બેઠા છે, કોઈ કાંઈ કરે છે, તો કોઈ ગપાં મારે છે અને પક્ષકારોને બીલકુલ દાદ મળતો નથી. અને તેથી તાબડતોબ આ બધા પુકાર રાજા સુધી પોહેચે છે.)



# अंक ४ थो.



## प्रवेष १ लो.

**पात्र—अजीतसिंह उछवलाल; गवरीशंकर तथा कृपाशंकर शेरखां पाशेरखां.**

**સ્થળ—રાજ સભા.**

**અજીતસિંહ**—દીવાનજી સાહેબ, સાંભળુંછુંકે આપણી ન્યાયકોર્ટ હમણાં બહુ બગડી ગઈ છે. એને વાસ્તે કાંઈ ઇલાજ લેવાય તો ઠીક.

**ઉછવલાલ**—આપણા પાસે ખાનગી પુકારો તો, અન્નદાતા, ઘણી આવેછે. પણ હજુ જાહેર પુકાર કોઈ આવી નથી. જાહેર પુકાર આવે કે એકદમ બધું રીતસર કરી દઇએ (એટલામાં ગવરીશંકર તથા કૃપાશંકર આવેછે).

**ગવરીશંકર તથા કૃપાશંકર**—(આવીને) ફરિયાદ, બાવા ફરિયાદ.

**અજીતસિંહ**—અરે છે શું? વાત તો કરો.

**ગવરીશંકર તથા કૃપાશંકર**—ખુદાવિંદ. અદાલતમાં કોઈ છે નહીં. નથી ન્યાયાધીશ, નથી શિરસ્તેદાર. કારકુનો બધા ગપ્પાં મારે છે, અને કોઈ દાદ આપતું નથી.

**ઉછવલાલ**—હે એમછે! (રાજાને) પૃથ્વીનાથ, ત્યારે તો તપાસ કરવી જોઇએ.

**અજીતસિંહ**—હા એમજ. શેરખાં, પાશેરખાં કોઇછે કે?

શેરખાં તથા પાશેરખાં—ખુદાવિંદ હાજર હય, દોનું હાજર હય.
અજીતસિંહ—ત્યારે તમે જઇને અમથારામ ન્યાયાધીશ, તથા તેનો શિરસ્તેદાર ગમારદાસ જ્યાં હોય ત્યાંથી એકદમ પકડી લાવો.
શેરખાં તથા પાશેરખાં—અછા સાબ, અબી પકડકે આતા. (જાયછે).
અજીતસિંહ—(ગવરીશંકર તથા કૃપાશંકરને) તમે હાલ જાઓ બધી તપાસ કરી લોકોને પુરો દાદ મળે એવી ગોઠવણ કરવામાં આવશે. (ગવરીશંકર તથા કૃપાશંકર જાએછે ત્યાર પછી) ઉછવલાલ, આટલું અંધેર આપણા નિવાસ સ્થાનમાં એમ કેમ?
ઉછવલાલ—ખુદાવિંદ. કાંઈ પણ આવી માહિતી મળ્યા વિના શું ખબર પડે? પણ હવે આપ ફરમાન કરોછો. તે પ્રમાણે લોકોને દાદ અપાવવા માટે હુંજાતે વધારે કાળજી રાખતો જઇશ. (કચેરી બરખાસ્ત થાય છે).



## प्रवेश २ जो.

**पात्र—शेरखां, पाशेरखां, (પછીથી) अलारख्यो, अमथाराम, लंपट कुमारी, गमारदास.**

**સ્થળ—રસ્તો.**

શેરખાં—કયું. મિઆં પાશેરખાં. અપ કયા કરેગા? ન્યાયાધિશકા અર શિરસ્તેદારકા કુછ પત્તા લગતા નહિ. અબ કયા કરનેકા? (એમ વાતચિત કરે છે, એટલામાં જે કોટડીમાં કુભારે અમથારામને પૂરેલો હતો, તે કોટડી પાસે પછી તેથી ચાલ્યા જાયછે,

એટલામાં ન્યાયાધીશને નીચે પ્રમાણે બોલતો સાંભળે છે.)

**આમથારામ**—(સ્વગત) અરે આજ બે દીવસ થઈ ગયા. અને ભુખે મરી ગયા. કોઈ ભાવ પૂછતું નથી. હું જે ન્યાયાધિશ હજારો નોકરોપર હુકમ ચલાવું. તે આજ આવી રીતે અંધારી કોટડીમાં, તે પણ વળી કુંભારને ઘરે કેદ પૂરાયોછું. પાછળ લોકો વાત કરતા જાયછે, તે પ્રમાણે ગમારદાસ પણ તેણે રાખેલી લંપટકુમારીને ત્યાં ભાગી ગયો હોય એમ જણાય છે. ત્યારે તો વાંસે કોર્ટમાં પણ બધું અંધાર કારખાનું થઈ ગયું હશે. અને તેથી કરી આપણું બધુ દીવાળુ પાધરૂ થયા વિના પણ રહેશે નહિ. વાહ પરમેશ્વર જે થાય તે ખરી. એમાં કોઇનો વાંક નથી. હાથનાં કર્યાં હૈયે વાગ્યાં છે. મને સુર્યશંકરે આપેલી શીખામણ તે વખતે તો કડવી ઝેર જેવી લાગતી હતી, પણ હવે તો તે ખરેખર બોધ રૂપ માલુમ પડે છે. આપણે આટલુ બધું આ વેઠવું પડે છે, તે રખે લેની તો તદબીર નહીં હોય? એમ હોય તો પણ હોય ? કારણ આપણે તેને ધિક્કારવામાં બાકી રાખેલ નથી, અને તેથી તેણે મને અંધારી કોટડી વગર ભાડાની બતાવવા પ્રતિજ્ઞા પણ મારી સમક્ષજ લીધેલી છે, તેને લીધે આ ખટપટ કરવા તેને કારણ બન્યું હોય, તો પણ હોય. પણ એમાં કોઇનો વાંક નથી. વાંક મારો પોતાનો કે હું લલચાઈ આંહી આવ્યો. ઍર. થાવા દ્યો, જે થાય તે (એમ બોલે છે તે આ સીપાઇઓ સાંભળેછે.)

**પાશેરખાં**—સુનો મિયાં શેરખાં. મે જાનતા યે બોલતા હવસો ન્યા-

યાધીશ હય. ચલો અબ તપાસ કરીએ. (એમ કહી કુંભારને ઘેર જઇને) ઓએ કુંભાર ખોલો યે તુમારી કોટડી.

**અલારખ્યો**—બાવા એન ઓરડીમેતો મુંજો પુતર અય સે ધીંસાંજો મંજે નતો, તેસે પૂરી છડ્યો અય. (ભાઈ એ ઓરડીમાં તો મારો છોકરો છે તે સાજો માનતો નથી તેથી પૂરી મેલ્યોછે)

**શેરખાં**—ચલો બતાઓ કીધર હય?

**અલારખ્યો**—હલો બાવા (ચાલો ભાઈ) (એમ કહી કોટડી ઉઘાડી દેછે તેમાં ન્યાયાધીશ છે તેને દેખીને).

**પાશેરખાં**—યે રહ્યા પકડો ઉસ્કુ (પકડીને લઈ જાયછે) અભી વો લંપટકુમારીકે ઘરમે ગુમારદાસ હોયગા, ઉસ્કુ બી લે ચલીએ. (ત્યાં આવીને લંપટકુમારીને) લંપટકુમારી, તુંમારે ઘરમે હમારા ચોર હયસો બતાદો જલદી.

**લંપટકુમારી**—વાહ. અમારા ઘરમાં તો તમારો ચોર કોઈ નથી.

**શેરખાં**—વો શિરસ્તેદાર ગમારદાસ હયસો બતાદો જલદી. નહીંતર દિખતી હય યે સોટા?

**લંપટકુમારી**—(ડરીને) હા તેછે આ રહ્યો. (બતાવેછે એટલે તેને પકડી લેછે.)

**પાશેરખાં તથા શેરખાં**—( બંનેને પોતાના કબજામાં કરીને) ચલો બાપુ ચલો. બોત દીન મજા મારી, અબ દેખો ઉસ્કા ફલ કેસા મિલતા હયસો.

**ગમારદાસ**—અમથારામ ભાઈ, આ તમે અને હું એકદમ કેદ પકડાઈ ગયા તેનાં કારણની કાંઈ ખબર છે? હુંતો વિસ્મય થઈ ગયોછું.

**અમથારામ**—ના ભાઈ હું પણ એજ વિચાર કર્યા કરૂંછું.

**શેરખાં તથા પાશેરખાં**—સબ માલુમ પડેગા અબ ચલો જલદી બાપુ હમતો તુમકુ દોનુકુ ઢુંડ ઢુંડકે થક ગએ. હમારાતો જાંન બી છુંડ છુંડકે નીકલ ગયા હે. ખુદા તુમકુ ઉસકા અછા બદલા દે. (એમ કહી તેઓને રાજાને હવાલે કરવા રાજસભા તરફ લઈ જાયછે).



# प्रवेश २ जो.

**पात्र—अजीतसिंह उछवलाल** (પછીથી) **शेरखां** તથા **पाशेरखां, अमथाराम, गमारदास, अलारख्यो सूर्यशंकर.**

**સ્થળ—રાજસભા.**

**અજીતસિંહ**—કેમ ઉછવલાલ. હજુ ન્યાયાધીશ અથવા તેના શિરસ્તેદારનો કાંઈ પત્તો લાગ્યો નહીં. કોણ જાણે ક્યાં ગલત થઈ ગયા જણાય છે ?

**ઉછવલાલ**—અન્નદાતા એતો પોતે શોધ થઈ જશે. (એમ વાતચિત કરેછે એટલામાં શેરખાં તથા પાશેરખાં અમથારામ તથા ગમારદાસને લાવેછે).

**શેરખાં તથા પાશેરખાં**—લાયા હું સાબ ઉસ્કુ. યે અમથારામ અલારખે કુંભારકે ઘરમેં થા, અરૂ યે ગમારદાસ લંપટકુમારી નાયકાકે ઘરમે થા. ખુદાવિંદ.

**અજીતસિંહ**—બોત અછા, (અમથારામને) અમથારામ; કુંભારને

ઘરે કેમ પકડાયા ? રાંડને ઘરે ગમારદાસ હતા તેતો કદી વ્યભિચારી હશે અને ગયા હશે. પણ તમે કુંભારને ઘરે કેમ પકડાયા?

અમથારામ—નસીબની વાત ખુદાવિંદ. એ વાત હું શું કહું ? તે તરફ ચાલ્યો જતો હતો, ત્યાં કુંભારે કેદ કરી લીધો અને મને કહ્યુંકે તું મારો છોકરો થા.

અજીતસિંહ—બોલાવો એ કુંભારને (બોલાવેછે અને અલારખ્યો આવેછે તેને) અરે મેતર આ ન્યાયાધીશને કેમ પૂરી મેલ્યો.

અલારખ્યો—બાવા ઈ મુંજો પુતર અય. મું સૂરજસકર પેંડેકે ગડોડો ડેનો તે મેંજા હી પુતર કરેડેનો સેપોય મુંકે સુરજ સકર ચ્યોકે તોંજો પુતર કોરટમેં વેઠો અય, તેકે ચાસ્ટો ડેઇ ઘરે કોઠી અચીજ નકાં અચેંધો કીન પોહે મું પેંડેચ્યોતી કરો પઈસા ખડખડાઇ હી મુંજે પુતરકે ઘરે કોઠી આયો.સેઘરે અમી વાધ ક્યો, તેસે ઓરડીમ પૂરી છડ્યો હુઓ. સે હી બંધુ-કીઆ મુકે ધબકાઈ ઓરડી ઉઘડાઈ, મુંજેહી પુતરકે પકડીવ્યા, એતરી ખબર અય બાવા. (ખાવિંદ એ મારો છોકરોછે. મે સુર્યશંકર પંડ્યાને ગધેડું દીધું હતું, તેમાંથી તેણે આ છોકરો મને કરી દીધો. પછી તેણે મને કહ્યું કે તારો છોકરો કોરટમાં બેઠો છે, તેને ચાંસુ દઈ ઘરે તેડી આવજે નકાં આવશે નહીં. પછી મને પંડે કહ્યું હતુ તેવી રીતે પઇસા ખડખડાવી છોકરાને ઘરે લાવ્યો. તે ઘરે આવીને તેણે વાદ કર્યા, તેથી ઓરડીમાં પૂરી મેલ્યો હતો. તે આ બંધુકવાળા (સીપાઈ) આવી મને

ધમકાવી ઓરડી ઉઘડાવી, મારા આ છોકરાને પકડી ગયા છે, એટલી ખબરછે. બાવા.)

**અજીતસિંહ**—આ વાતમાં, ઉછવલાલ, બરાબર સમજ પડતી નથી. માટે સુર્યશંકરને બોલાવો તો બધી માહિતી મળશે. (બોલાવેછે અને સુર્યશંકર આવેછે).

**સૂર્યશંકર**—(આવીને) ખમાં અન્નદાતા (આ બધાંને જોઈ વિસ્મીત થાય છે.)

**અજીતસિંહ**— સુર્યશંકર. આ કુંભાર કહેછે કે મેં સૂર્યશંકરને ગધેડું દીધું, તેમાંથી તેણે છોકરો કરી દીધો તે આ (એમ કહી ન્યાયાધીશને બતાવે છે) આ વિષે શું હકીકતછે તે કહો.

**સૂર્યશંકર**—(બનેલી વાત અથથી ઇતિ સુધી કહિ સંભળાવીને). આવી રીતે આ યાપણ ઓળવ્યાનો કેસ તેણે પોતાની લાલચે ઉડાવી દેવાથી, મેં તેને કહ્યું કે તુ લાંચ ખાઉ ન થા. નહીતર કોઈ દીવસ કેદ પડીશ. ત્યારે તેણે મને કહ્યું કે, જો તું સાગઇ હોઇશ, તો તારામાં ઘટાવીશમાં. ત્યારે પછી મેં પરમેશ્વર પર આધાર રાખી, મારા કામમાં હદ ઉપરાંત મેહેનત કરી, છોકરાને સુધાર્યા, તે પરથી એમ કહેવાયું કે, આ માસ્તર ગધેડાને માણસ કરી મેલે એવા છે. આ વાત આ કુંભારે સાંભળેલી હશે અને જાતે મૂર્ખ અને નિસ્સંતાન હોવાથી ખરો અર્થ સમજ્યાવિના મારી પાસે આવી ગધેડામાંથી છોકરો કરી દેવા માંગણી કરી, ત્યારે પછી મેં આ યુક્તિ કરી, આ ન્યાયાધીશ લાંચ ખાઉ છે એમ સીધ્ધ કર્યુંછે. હવે બાવા ધણી

છે. હવે કોઇથી એમ કહેવાય નહી કે આ ન્યાયાધીશ લાંચ ખાઉ નથી. કુંભારનું મૂર્ખપણું અને ન્યાયાધીશનો અતિ સ્વાર્થ એ કાકતાલી ન્યાય પ્રમાણે સમાન લાગુ પડી જવાથી, આ હકીકત સ્વતઃ બનીછે. અને જાણુંછું કે મારી પ્રતિજ્ઞા પૂર્ણ થવાનો વખત આવ્યોછે. હવે જેવી અન્નદાતાની મરજી ઇશ્વરને આ કામ કરવાનું તેથીજ આવું સંયોગે બની ગયુંછે, કે જે બનવાનો સંભવ પણ ખ્યાલમાં ઉતરે નહિ. ખુદાવિંદ.

**અજીતસિંહ**—વાહ સૂર્યશંકર વાહ! ખુબ યુક્તી લગાવી, ધન્ય છે તમારી બુધીને કે તમે આ કેસ પોતાની મેળે સીધ કર્યો હવે કોઇથી એમ ન કહેવાય કે આ ન્યાયાધીશ લાંચીઓ નથી હવે ત્યારે સવારે આ કેસનો ખુલાસો કરી જાહેર ભાષણ આપીએ કેમ ઉછવલાલ?

**ઉછવલાલ**—બરોબરછે અન્નદાતા. ત્યારે સવારે કચેરીની ગોઠવણ કરૂંછું. ત્યાં ન્યાયાધીશ; દલાલ લબાડદાસ, અલારખ્યો ગમારદાસ, કોર્ટના કારકુનો વગેરે સર્વેને ઉભા રાખુંછું. અને ગામ માં ઢંઢેરો પીટાવુંછું, કે આ ખુલાસો વિચીત્ર છે. સર્વ લોકોએ તે સાંભળવા આવવું. (સભા બરખાસ્ત).

— ❧ —

## પ્રવેશ ૪ થો.

### પાત્ર—અજીતસોહ રાજા. તથા બધા.

### સ્થળ—રાજ સભા વાસ્તે ગોઠવેલો એક જબરદસ્ત અને ભભકાદાર તંબુ.

**અજીતસિંહ**—ઉભા થઇ બનેલી હકીકત અથથી ઇતી સુધી કહિ બતાવીને જુઓ સદ ગૃહસ્થો આવી રીતે આ કેસ બન્યો અને તેપરથી આનીચેનો એક દોહરો અત્રે જરૂરી ધારી જણાવુંછુ.

**દોહરો.**

**ખરનો નર થાએ નહી પણ નરનો ખર માન.**
**લંપટ, લુચ્ચો લાંચિયો, આળસુ ને અજ્ઞાન.**

**અર્થ**—ગધેડામાંથી માણસ તો થવાનો નથી પરંતુ જે માણસ વ્યભિચારી, હરામી, લાંચખોર આળસુ અને મૂર્ખછે તેને ગધેડા જેવો અથવા ગધેડો સમજવો. હવે

**લંપટ**—આ શિરસ્તેદાર ગમારદાસ જેણે કામની દરકાર ન રાખતાં રંડી બાજી વર્તણુક ચલાવી.

**લુચ્ચો**—આ લબાડદાસ, લાંચ આપનાર દલાલ, જેણે નિર્મળ ન્યાયને એબ લગાડવા પ્રયત્ન કરી તેમ કર્યું.

**લાંચીયો**—આ ન્યાયાધીશ અમથારામ. જે લાંચ ખાઉથઇ પોતાનો ખરો ધર્મ ન સમજતાં આ અનિતીથી વર્ત્યો.

**આલસુ**—આ કોર્ટના કારકુનો કે જેઓએ પોતાના અમલદારની

ગેરહાજરીમાં કામ ન કરતાં કોઇને તે વીષે ચેતવણી આપી નહી

**અજ્ઞાન**—આકુંભાર કે ગધેડામાંથી માણસ કેમ થાએ એટલી પણ જેને ખબર પડી નહી.

હવે ન્યાયાધીશ અમથારામ ને વર્ષ ૫ ની સખત કેદ. લબાડદાસ તથા ગમારદાસને વર્ષ બેની સખતકેદ. કારકુનોને એકેકો પગાર દંડ અને આકુંભારને માત્ર શાબાશી, કારણ તેમની બેવકુફીથી આ કેશ પકડાયોછે. અને સુર્યશંકર ને ન્યાયાધીસનો હુદો આપવા માં આવેછે. આવી રીતે શીક્ષા કરવામાં આવેછે. માટે સર્વ લોકોએ યાદ રાખવું કે આવી રીતે વર્તવાથી અતિ પાયમાલી થાયછે. માટે સદગુણી રસ્તે વર્તવુ જોઇએ.

( સભા બરખાસ્ત ઉપર મુજબ તહોમતદારોપર હુકમનામુ અમલમાં આવેછે. )

